સ્વ. છગનલાલ મોતીરામ શાહ કૃત.

# સુરત જિલ્લાનો
# "ભૂગોળ શિક્ષક"

ગુજરાતની ૩૦
ભૂગોળની
પ્રશ્નોત્તરમાળા
ત્રણ આના.

[illegible] આવૃત્તિ
ડીસેમ્બર.
સને ૧૯૩૦.

સુરત જિલ્લાનો
નકશો
પાંચ આના.



સ્વ. છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કર્તા:-
ઈશ્વરલાલ મગનલાલ શાહ.
શાહપોર-સુરત

કિંમત રૂ. ૦-૩-૦ પોસ્ટેજ જુદું.

ગુજરાત શાળાપત્રમાં આપેલી સૂચનાને
અનુસરીને રચેલો

# સુરત જિલ્લાનો
# "ભૂગોળ શિક્ષક"

રચનારઃ-સ્વ. છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.
રચનારનું ઠેકાણું:-શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા:-ઈશ્વરલાલ મગનલાલ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત.

છાપનારઃ-ગોવિન્દ [illegible] ડાહ્યાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું:-શ્રી "[illegible]ાવિલ [illegible]" પ્રીન્ટીંગ પ્રેસ.
બરાન[illegible]રી ભાગળ, ભાજીવાળી પોળ-સુરત.



સંવત ૧૯૮૭] સર્વ હક્ક સ્વાધીન. [૧૯૩૦

કિંમત ત્રણ આના. પોસ્ટેજ જુદું.

# ગુજરાતની સામાન્ય ભૂગોળની
## પ્રશ્નોત્તરમાળા વિષે અભિપ્રાય.

શ્રીયુત ભાઇચંદ પુંજાદાસ શાહ.

મહીકાંઠા એજન્સીની ભૂગોળ વગેરેના કર્તા.

પોતાના તા. ૧૫-૭-૧૫ના પત્રમાં લખે છે કેઃ-

"ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ગુજરાતની ભૂગોળ શીખવા તથા શીખવવા માટે શિષ્ય, શિક્ષક બંનેને આ પુસ્તક સાધન રૂપ છે, અને તે બંનેને ઉપયોગી છે, શિક્ષકને નોંધ કાઢવાની મહેનત બચે છે, અને વિદ્યાર્થીને શિક્ષકની મદદ વિના ભૂગોળનું જ્ઞાન મળી શકે તેમ છે, એકંદરે આપનો પ્રયાસ જનસમુહને ઘણો આદરણીય અને ઉપયોગી થઈ પડવાનો છે." કિંમત ત્રણ આના.



મહેરબાન કાઠિઆવાડના એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબ બહાદુરે હુકમ નં. ૪૧૭૧ તા. ૨૬-૭-૧૫થી

## સુરત જીલ્લાનો
# "ભૂગોળ શિક્ષક"

એજન્સિની સર્વ સ્કૂલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યો છે.



# પ્રસ્તાવના.

ગુજરાતી પ્રાથમિક શાળાના ત્રીજા ધોરણમાં "જિલ્લા અથવા એજન્સિની ભૂતળ અને રાજકીય ભૂગોળ, ઉદ્યોગ, સ્થળ વચ્ચેનાં વ્યવહારનાં સાધનો વગેરે સાથે ગુજરાતની સામાન્ય ભૂગોળ શીખવવાનું સરકારી કેળવણી ખાતાએ ઠરાવ્યું છે." તે મુજબ આ બુકમાં નમુના રૂપે સુરત જિલ્લો અને સુરત એજન્સિની પસંદગી કરવામાં આવી છે. જિલ્લાની ભૂતળ અને રાજકીય ભૂગોળની સાથે ઔદ્યોગિક ભૂગોળ, સ્થળો વચ્ચેનાં વ્યવહારનાં સાધનોનું આ બુકમાં માર્ગદર્શક વિવેચન કરવામાં આવ્યું છે. જેથી મને ખાતરી છે, કે ભૂગોળના શિક્ષણમાં બાળકો પર પડતો ગોખણનો નિરસ અને નિષ્ફળ બોજો દૂર થઈ તેમની કલ્પનાશક્તિ કેળવાશે; તેમજ કાર્ય કારણનો સંબંધ જાણી તે ઉપરથી યોગ્ય અનુમાનો તારવવાની શકિત કેળવાશે જેથી આગળ જતાં બીજા દેશો અને ખંડોની ભૂગોળનું શિક્ષણ ગ્રહણ કરવામાં સુકામલો કરવાનું બાળકોને અનુકૂળ થઇ પડશે અને તેથી તેઓ આ વિષયના શિક્ષણમાં રસ લેતા થશે એજ. તા. ૧૫-૬-૧૫.

શાહપોર
સુરત.

લિ૦ સેવક,
સ્વ. છગનલાલ મોતીરામ શાહ.
'મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.



# સુરત જિલ્લાના "ભૂગોળ શિક્ષક"ની

## અનુક્રમણિકા.

(૧) જિલ્લાનું સામાન્ય વર્ણન. (૨) ઇતિહાસ. (૩) સીમા. (૪) વિસ્તાર. (૫) ભાગ. (૬) ઉંચાણ. (૭) ડુંગર. (૮) ખનીજ. (૯) નદીઓ. (૧૦) ખાડીઓ. (૧૧) જંગલો. (૧૨) વરસાદ. (૧૩) આબોહવા. (૧૪) વનસ્પતિ. (૧૫) જનાવરો. (૧૬) વસ્તી. (૧૭) ધર્મ. (૧૮) ભાષા. (૧૯) ધંધો. (૨૦) હુન્નર. (૨૧) જમીન. (૨૨) ખેતીની પેદાશ. (૨૩) નિકાસ. (૨૪) આયાત. (૨૫) વ્યવહારના માર્ગો. (૨૬) રેલ્વે. (૨૭) જંકશન. (૨૮) પાકી સડક. (૨૯) બંદરો. (૩૦) જાત્રાનાં ઠેકાણાં. (૩૧) હવા ખાવાનાં ઠેકાણાં. (૩૨) બાગાયતી ગામો. (૩૩) (૩૪) રાજરીતિ. (૩૫) રાજકીય વિભાગો, ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપોર, ચીખલી, વલસાડ અને પારડી તાલુકાનું સવિસ્તર વર્ણન. (૩૬) સુરત એજન્સિના સચીન, વાંસદા, ધરમપુર, અને ડાંગના રાજ્યનું વર્ણન; પુનરાવર્તનના પરીક્ષક પ્રશ્નો.

---

## સુરત જિલ્લાના "ભૂગોળ શિક્ષક" માટે

## અભિપ્રાય.

"ત્રીજા ધોરણનાં છોકરાંને જોઇએ તે ઉપર નજર રાખીને આ નાનાં પુસ્તકમાં (સુરત જિલ્લાના ભૂગોળ શિક્ષકમાં) હકીકત સારી ભેગી કરી છે, અને તેમને અનુકૂળ થાય એવી સરળ ભાષામાં વર્ણન કર્યું છે.

વડોદરા તા. ૮–૭–૧૯૧૫. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

રા. છગનલાલ મોતીરામ શાહ કૃત.

# સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક"

## (૧) સામાન્ય વર્ણન.

છોકરાંઓ બીજા ધોરણમાં પોતાના તાલુકાની ભૂગોળ શીખી ગયા છે. નજીકના બધા મળી આઠ તાલુકા છે. **ચોર્યાસી તાલુકાની** ઉત્તરમાં જઇએ તો **ઓરપાડ તાલુકો** આવે, ઓરપાડ તાલુકાની પૂર્વમાં ગાયકવાડનું રાજ્ય આવેલું છે, તે મૂકીને પૂર્વમાં જઈએ તો **માંડવી તાલુકો** આવે. માંડવી તાલુકાની દક્ષિણમાં **બારડોલી તાલુકો** આવેલો છે. ચોર્યાસી તાલુકાની દક્ષિણમાં ગાયકવાડનું રાજ્ય આવેલું છે; તે મૂકીને દક્ષિણે જઇએ તો **જલાલપોર તાલુકો** આવે. જલાલપોર તાલુકાની દક્ષિણમાં **વલસાડ** અને **ચીખલી તાલુકા** આવેલા છે. વલસાડ તાલુકાની દક્ષિણમાં **પારડી તાલુકો** આવેલો છે. ચોર્યાસી તાલુકાના ઉપરી જેમ મામલતદાર છે. તેમ આ બધા તાલુકાના ઉપરી પણ મામલતદાર છે. એ બધા મામલતદારોના ઉપરી કલેકટર સાહેબ છે, તે સુરતમાં રહે છે.

આ આઠ તાલુકા ઉપરાંત તેમની પાડોશમાં દેશી રાજ્યો આવેલાં છે. ચીખલી તાલુકાની પૂર્વમાં **વાંસદાનું સંસ્થાન** છે. અને વલસાડ તાલુકાની પૂર્વમાં **ધરમપુરનું રાજ્ય** આવેલું છે. વાંસદા સંસ્થાનની પૂર્વમાં **ડાંગનું રાજ્ય** આવેલું છે અને ચોર્યાસી તાલુકામાં **સચીનનું રાજ્ય** આવેલું છે. એ ચારે નાનાં દેશી રાજ્યોના સમૂહપર દેખરેખ રાખવાને સરકાર તરફથી +**પોલિટિકલ એજંટ** રહે છે, અને તેમના

---

*દેશી રાજ્યો પર દેખરેખ રાખનાર સરકાર તરફનો અમલદાર.

તાબાના મુલકને **સુરત** +**એજન્સિ** કહે છે. આ એજન્સિના પોલિ-ટિકલ એજંટ સુરત જિલ્લાના કલેકટર સાહેબ છે.

કલેકટર સાહેબના તાબાના મુલકને ×"**જિલ્લો**" કહે છે. આ જિલ્લાનું નામ સુરત શહેર પરથી **સુરત જિલ્લો** પડ્યું છે.

ચોર્યાસી તાલુકાની દક્ષિણ અને પૂર્વમાં, ઓરપાડ તાલુકાની પૂર્વમાં, માંડવી અને બારડોલી તાલુકાની પશ્ચિમમાં, અને ચીખલી તાલુ-કાના વાયવ્ય કોણમાં ગાયકવાડી રાજ્ય આવેલું છે; પણ તે **સુરત** જિલ્લાના કલેકટર સાહેબને તાબે નથી.

**(૨) ઇતિહાસઃ**—ઉત્તરે કીમ નદીથી દક્ષિણે દમણગંગા, અને પશ્ચિમે અરબી સમુદ્રથી પૂર્વે રાજપીપળા, ખાનદેશ, વાંસદા ને ધરમપુર સુધીનો મુલક સુરત અઠ્ઠાવીસી નામે પ્રસિદ્ધ હતો. એમાંનો આશરે અડધો ભાગ હાલ ગાયકવાડના તાબામાં છે, અને બાકીનો અડધો ભાગ સુરત શહેર પરથી **સુરત જિલ્લો** કહેવાય છે.

સુરત જિલ્લો ગુજરાતની છેક દક્ષિણમાં કીમ અને દમણગંગા નદીની વચ્ચે આવેલો છે. સુરત જિલ્લાને કીમ નદી ભરૂચ જિલ્લાથી અને દમણગંગા નદી થાણા જિલ્લાથી જુદો પાડે છે.

**(૩) સીમાઃ**—**ઉત્તરે**—કીમ નદી ને તેની પેલી તરફ ભરૂચ જિલ્લો તથા ગાયકવાડનો મુલક; **પૂર્વે**—રાજપીપળા, ગાયકવાડ, વાંસદા અને ધરમપુરનાં દેશી રાજ્યો; **દક્ષિણે**—દમણગંગા નદી ને થાણા જિલ્લો; **પશ્ચિમે**—અરબી સમુદ્ર.

**(૪) વિસ્તારઃ**—ચોર્યાસી તાલુકાથી લગભગ સોળ ગણો છે.

---

+ નાનાં દેશી રાજ્યનો જથો. × ઘણા તાલુકા મળીને થએલો કલેકટરના તાબાનો મુલક.

એટલે એનું ક્ષેત્રફળ ૧૬૫૩ ચોરસ માઇલ છે. ઉત્તર દક્ષિણ લંબાઇ ૮૦ માઇલ છે, અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ઉત્તરમાં ૬૦ માઇલ અને દક્ષિણમાં ૧૫ માઇલ છે.

**(૫) ભાગઃ**—સુરત જિલ્લો ત્રણ કકડે વહેંચાયેલો છે. (૧) ચોર્યાસી ને ઓરપાડ તાલુકો. (૨) માંડવી ને બારડોલી તાલુકો. (૩) જલાલપોર, ચીખલી, વલસાડ અને પારડી તાલુકો.

**(૬) ઉંચાણ**—સુરત જિલ્લાની નદીઓનો ઢાળ પૂર્વથી પશ્ચિમનો છે. તેથી માંડવી, બારડોલી અને ચીખલી તાલુકાની જમીન દરીઆ કિનારે આવેલા ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ અને પારડી તાલુકા કરતાં ઉંચી છે.

**(૭) *ડુંગરોઃ**—પારનેરા ને ÷ડુંગરી.

**(૮) +ખનીજઃ**—નદીઓના મુખ આગળથી રેતી અને કાંકરા; ડુંગરમાંથી સડક બાંધવાના પત્થરા; અને માંડવી તાલુકામાં અકીકના પત્થર નીકળે છે; છરવાડામાં અને વલસાડ પાસે ધરાસણામાં મીઠું પકવે છે.

**(૯) નદીઓઃ**—સુરત જિલ્લાની બધી નદીઓ પૂર્વથી પશ્ચિમમાં વહે છે. તેથીજ સુરત જિલ્લાનો ઢાળ પૂર્વથી પશ્ચિમનો છે.

(૧) **તાપીઃ**—(×૪૫૦) સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર માંડવી કડોદ, બહુધાન, ફુલપાડા અમરોલી, ઉતરાણ, રાંદેર સુરત ને ઉમરા છે.

---

* જમીન વધીને ઉંચી થઇ હોય તેને ટેકરો કહે છે. ઉંચા ટેકરાને ડુંગરી કહે છે, અને મોટી ડુંગરીને ડુંગર કહે છે. ÷સાત નાના ડુંગરો પરથી એ નામ પડયું. +ખાણમાંથી નીકળતો પદાર્થ.

× નદીની જમણી તરફના આંકડા નદીની લંબાઇના છે. તે નદીઓની સરખામણી કરવા આપેલા છે, ગોખવાના નથી.

(૨) મિંઢોળાઃ—(૪૦) ખાનદેશ અને સુરત જિલ્લાની વચ્ચેના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર બારડોલી, કછોલી, લાછપોર ને ઉંબેર છે.

(૩) પૂર્ણાઃ—(૪૦) ડાંગના જંગલના પૂર્વ ભાગમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર બુહારી, નવસારી ને જલાલપોર છે.

(૪) અંબિકાઃ—(૪૦) ડાંગના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર ઉનાઇ, મરવાડ, કછોલી ને બીલીમોરા છે.

(૫) ઔરંગાઃ—(૧૨) ધરમપુરના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, એના પર વલસાડ ને કોસંબા છે.

(૬) પારઃ—(૨૦) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના પર પારડી, હરીઆ, મગોદ, ને ઉમરસાડી છે.

(૭) કોલકઃ—(૧૫) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના પર ટુકવાડા બગવાડા ને કોલક છે.

(૮) દમણગંગાઃ—(૧૫) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એના પર દમણ છે, એમાં ફીરંગીનું રાજ છે

(૯) કીમઃ—(૭૦) રાજપીપળાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એનાપર ઇલાવ ને કઠોદરા છે, એ બંને ગાયકવાડી છે.

(૧૦) કાવેરીઃ—(૧૮) વાંસદાના ડુંગરમાંથી નીકળી અંબિકાને મળે છે. એનાપર દોણજા, ચીખલી ને વાઘરેચ છે.

(૧૧) ખરેરાઃ—ધરમપુરના ડુંગરામાંથી નીકળી અંબિકાને મળે છે.

---

(૧૦) ખાડીઓઃ—સેના, કનાઇ, કોથલ ને પરિઆળી.

(૧૧) જંગલોઃ—માંડવી તાલુકાનું હેડંબાવન, તથા વાંસદા, ડાંગ ને ધરમપુરના રાજ્યોનું જંગલ, એ જંગલોમાં વાઘ થાય છે. રીંછ માંડવીના જંગલમાં જ થાય છે.

**(૧૨) વરસાદ:**—૪૮ થી ૮૦ ઇંચ. વલસાડ, વાંસદા, અને ધરમપોરના રાજ્યમાં ૮૦ ઇંચ અને પારડી તાલુકામાં ૧૦૦ ઇંચ વરસાદ પડે છે. દરીઆ કિનારે જેટલો વરસાદ પડે છે તેટલો જ્યાં જ્યાં જંગલો છે ત્યાં પણ પડે છે.

**(૧૩) આબોહવા:**—સુરત જિલ્લો +ઉષ્ણકટિબંધમાં આવેલો છે, છતાં દરીઆ કિનારાના તાલુકામાં અંદરના તાલુકા કરતાં તાપ ઓછો પડે છે. પૂર્વ તરફના તાલુકામાં શિઆળામાં ઠંડી અને ઉનાળામાં તાપ વધારે પડે છે. માંડવી તાલુકામાં અને પારડી તાલુકાની પૂર્વમાં જંગલો હોવાથી એ બે તાલુકાનાં હવાપાણી સારાં નથી.

**(૧૪) વનસ્પતિ:**—ખજુરાં, તાડ, આંબા, આમલી, વડ, લીમડા, પીપળા, જાંબુડા, બાવળ, સુખડ, અનનાસ, અને ફણસનાં ઝાડો. જંગલની પેદાશમાં સાગ, સીસમ, ખેર, વાંસ, ને મધ છે.

ખજુરાં ને તાડમાંથી તાડી નીકળે છે. જેટલી તાડી આ જિલ્લામાં વપરાય છે, તેટલી હિંદુસ્તાનમાં કોઇ ઠેકાણે વપરાતી નથી.

**(૧૫) જનાવરો:**—બળદ, ગાય, ભેંસ, ઘોડા, બકરાં, ઘેટાં, અને ગધેડાં. જંગલી જનાવરોમાં વાઘ, વરૂ, દીપડા, રીંછ, તરસ, શિઆળ, લોંકડી, સાબર, હરણ, ને રોઝ છે સઘળી નદીઓમાં માછલાં થાય છે. કોલક નદીનાં માછલાં વખણાય છે.

**(૧૬) વસ્તી**—૬,૭૪,૪૨૧ માણસની છે, એટલે ચોર્યાસી તાલુકાથી ૪ ગણી છે. હિંદુની ૫,૬૩,૦૦૦, મુસલમાનની ૫૩,૦૦૦, પારસીની ૧૨,૧૫૬, જૈનની ૧૧,૭૮૫. એ સિવાય ખ્રિસ્તી, કોળી, દુબળા, ગામતા, ચોધરા ને નાયકડા વગેરેની છે.

+ ઉષ્ણુકટિબંધમાં સૂર્યનાં કિરણ સીધાં પડે છે, તેથી તાપ પડે છે.

(૧૭) **ધર્મ**:—હિંદુ લોકો **હિંદુ ધર્મ** પાળે છે. તેમાં મુખ્ય શૈવ વૈષ્ણવ, સ્વામીનારાયણ ને કબીરપંથી છે.

મુસલમાનો **મુસલમાની ધર્મ** પાળે છે, અને હઝરત પેગંબર સાહેબને માને છે. એમાં શીઆ અને સુન્ની એવા બે પંથ છે.

પારસીઓ **જરથોસ્તી ધર્મ** પાળે છે, અને અગ્નિને પૂજે છે.

અંગ્રેજ તથા દેશી ખ્રિસ્તી **ખ્રિસ્તી ધર્મ** પાળે છે, અને ઈસુ ખ્રિસ્તને માને છે.

શ્રાવક લોકો **જૈન ધર્મ** પાળે છે, ને તીર્થંકરને પૂજે છે, એમાં શ્વેતાંબર ને દિગંબર એવા બે પંથ છે.

(૧૮) **ભાષા**:—હિંદુ અને પારસીઓ **ગુજરાતી**, મુસલમાનો ઉર્દૂ, અને અંગ્રેજ લોક **અંગ્રેજી** બોલે છે.

(૧૯) **ધંધો**:—મુખ્ય ધંધો **ખેતીનો** છે. કેટલાક **વેપાર** ને **કારીગરી** કરે છે. કેટલાક **મજુરી** ને **નોકરી** કરે છે. માછી અને ખારવા ખલાસીનું કામ કરે છે.

(૨૦) **હુન્નર**:—રેશમનો ને ખરો ખોટો કસબ વણવાનો; જરીના ભરતકામનો; લાકડાં, સુખડ, અને હાથીદાંત પર કોતરકામનો; હીંગળોક રસકપુર ને મીઠું પકવવાનો.

(૨૧) **જમીન**:—કાળી, ગોરાટ અને ×બેસર એ ત્રણ જાતની છે. કાળી જમીનમાં કપાસ, ઘઉં, ડાંગર ને જુવાર સારાં થાય છે. જમીન બહુ રસાળ છે. થોડી મહેનતે ઘણો પાક થાય છે, તેથી લોકો શરીરે મજબુત નથી, પણ દરીઆ પાસે હોવાથી સાહસિક છે.

(૨૨) **ખેતીની પેદાશ**:—ડાંગર, જુવાર, કપાસ, ઘઉં, કોદરા, નાગલી, કઠોળ, સુરણ, બટાકા, રતાળુ, આદુ, શેરડી, ને કેળાં. **ડાંગર**—

× કાળી ને ગોરાટના ગુણવાળી.

૧૫૬૬૩



બારડોલી, *જલાલપોર, ચીખલી, વલસાડ, ને પારડીમાં. **જુવાર**–ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી ને જલાલપોરમાં. **કપાસ**–ઓરપાડ, માંડવી, બારડોલી ને જલાલપોરમાં. **કોદરા ને નાગલી**–માંડવી, ચીખલી, વલસાડ, ને પારડીમાં **શેરડી**–વલસાડ, બારડોલી, જલાલપોર, ચીખલી ને પારડીમાં. **ઘઉં**–ઓરપાડમાં.

**(૨૩) +નિકાસ**-રૂ, અનાજ, તુવેરની દાળ, મહુડા ગોળ, સાગ, વાંસ, ધ્રીટ, રેશમી કાપડ, લુંગી, જરીકામ ને કીનખાબ.

**(૨૪)×આયાતઃ**–નાળિએર, દોરડાં, સોપારી, તમાકુ. પત્થર, લોઢાનો સામાન, ફરનીચર, કાચ, દારૂ. કોયલા, ખાંડ અને વિલાયતી કાપડ.

**(૨૫) વ્યવહારના માર્ગોઃ**—(૧ રેલવે માર્ગ. (૨) પાકી ને કાચી સડકનો માર્ગ. (૩) દરીઆ કે નદીનો માર્ગ. **રેલવે**-(૧) બોમ્બે બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિઆ રેલવે. (બી. બી. એન્ડ સી આઈ રેલ્વે. (૨) ટાપ્ટી વ્હેલી રેલવે. (૩) બીલીમોરા કાલાઆંબા રેલવે.

**(૨૬) રેલવેઃ**—(૧) **બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇન્ડિઆ રેલવેના** ઉત્તરથી દક્ષિણનાં સ્ટેશનો કીમ, સાયણ, ઉતરાણ, સુરત, ઉધના, સચીન, મરોલી, નવસારી, વેડછા અમલસાડ, બીલીમોરા, ડુંગરી, વલસાડ, પારડી, ઉદવાડા, દમણ.

(૨) **ટાપ્ટી વ્હેલી**ના પશ્ચિમથી પૂર્વનાં સ્ટેશનો–ઉધના, નીઓળ, ચલથાણ, ગંગાધરા, બારડોલી, ટીંબરવા, મઢી.

(૩) **બીલીમોરા કાલાઆંબા રેલવે**નાં પશ્ચિમથી પૂર્વનાં સ્ટેશનો–બીલીમોરા, ગણદેવી, કાલવચ, ચીખલી, રાનકુવા, ધોલીકુવા, અનાવલ ને ઉનાઇ.

---

* જગા નકશામાં બતાવવી. + બહારગામ જતો માલ.
× બહારગામથી આવતો માલ.

(૨૭) +જંકશનઃ—ઉધના, બીલીમોરા.

(૨૮) પાકી સડકઃ—સુરતથી ઓરપાડ થઇ હાંસોટ જવાની; સુરતથી દાંડી જવાની; સુરતથી નવસારી અને ચીખલી જવાની; કીમથી તડકેશ્વર થઈ માંડવી જવાની; માંડવીથી દેવગઢ જવાની; બીલીમોરાથી ચીખલી થઈ વાંસદા જવાની; વલસાડથી ધરમપુર જવાની

(૨૯) ×બંદરોઃ—ભગવા, દાંડી, સુહાલી, સુરત, નવસારી, બીલીમોરા. વલસાડ, ઉમરસાડી, કોલક, એમાં સુરત, બીલીમોરા ને વલસાડ મુખ્ય છે.

(૩૦) જાત્રાનાં ઠેકાણાંઃ—હિંદુનાં અશ્વિનીકુમાર, ઉમરા, ભીમપોર, મોરા, સરસ, સ્યાદલા, કેદારનાથ, કુંતા ને બહુધાન. પારસીનું–ઉદવાડા.

(૩૧) હવાખાવાનાં ઠેકાણાંઃ—હજીરે (ઠિ), ડુમસ, ભીમપોર ને તીથલ.

(૩૨) બાગાયતી ગામોઃ—કતારગામ, અડાજણ, ભાઠા, પાલ, વરાછા, અમલસાડ, વલસાડ, ધમડાછા, કછોલી, હરીઆ, પીપલગભાણ.

(૩૩) પ્રખ્યાત *સ્થળોઃ—સુરત, રાંદેર, સચીન, ડુમસ, ભીમપોર, ઓરપાડ, સુંહાલી. હજીરા, મોરા, સરસ, માંડવી, તડકેશ્વર, બહુધાન, બારડોલી, કડોદ, વાલોડ, જલાલપોર, નવસારી, બીલીમોરા, અમલસાડ, સીસોદરા, ચીખલી, ખેરગામ, વલસાડ, તીથલ, પારડી, બાલદા, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક, ઉમરસાડી, ઉનાઇ, વાંસદા, ને ધરમપુર.

---

+ જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે. × નદી કે દરીઆ કાંઠે આવેલું ગામ કે જ્યાંથી ઘણો માલ વહાણ મારફતે આવ જા થતો હોય તે. * વિશેષ હકીકત રાજકીય વિભાગોમાં જુઓ.

## જિલ્લામાંના મુખ્ય ખાતાં, અધિકારીઓ અને તેમનાં કામકાજ.

(૩૪) **રાજરીતિ:**—જિલ્લામાં અંગ્રેજ સરકારે પોતાના રાજ્યનો વહીવટ ચલાવવા માટે નીચે પ્રમાણે જુદાં જુદાં ખાતાં સ્થાપ્યાં છે, અને તેના અધિકારીઓ નીમ્યા છે.

**મહેસૂલી ખાતુ:**—જિલ્લાનો કારભાર કરનાર મુખ્ય અમલદાર **કલેકટર** સાહેબ છે. એમને મદદ કરવા આસિસ્ટંટ કલેકટરો, ડેપ્યુટી કલેકટરો, એક ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટિ કલેકટર અને એક હજુર ડેપ્યુટી કલેકટર હોય છે. દરેક તાલુકામાં તેમને મદદ કરવાને મામલતદાર રાખેલા હોય છે. એ બધા અમલદારો જમીનનું મહેસુલ ઉઘરાવે છે, અને ફોજદારી નાના ગુનાઓના ઈન્સાફ કરે છે. જ્યારે ફોજદારી ગુનાનો ઈન્સાફ કરે છે ત્યારે તેઓ માજિસ્ટ્રેટ કહેવાય છે.

(૨) **ન્યાય ખાતુ:**—લેણદેણ સંબંધી તથા ફોજદારી ગુના જેવા કે ચોરી, ખૂન, લૂટફાટ, વગેરેનો ઈન્સાફ કરવ ને જિલ્લામાં ન્યાય-ખાતાના મુખ્ય અમલદાર **ડિસ્ટ્રીક્ટ જડજ—સેશન્સ જડજ** છે. એમના હાથ નીચે ચાર મુન્સફો છે. સુરતમાં એક સેશન્સ જડજ—ડિસ્ટ્રીક્ટ જડજ, અને બે મુન્સફો છે. ઓરપાડ અને વલસાડમાં એક મુન્સફ છે.

(૩) **પોલીસ ખાતુ:**—ગુના થતા અટકાવવાનું તથા ગુનેગારોને પકડી તેઓનો ઈન્સાફ કરાવવા માજિસ્ટ્રેટ અગળ રજુ કરવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લાના મુખ્ય અમલદાર **પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ** છે. એમને મદદ કરવા ડેપ્યુટી પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, પોલીસ ઇન્સ્પેક્ટરો અને સબ ઇન્સ્પેટરો હોય છે.

(૪) **બાંધકામ ખાતું**:—સરકારી મકાનો, પૂલો વગેરે બાંધવાનું તથા સમારવાનું કામ કરે છે. જિલ્લામાં બાંધકામ ખાતાના મુખ્ય અમલદાર **એકિઝકયુટિવ એંજીનીઅર** છે. એમની મદદમાં તાલુકાઓમાં ઓવરસીઅરો હોય છે.

(૫) **દવાખાતું**:—સરકારી નોકરો, તથા ગરીબોને દવા કરવાનું કામ કરે છે. જિલ્લાના મુખ્ય શાહેરમાં એક મોટી હૉસ્પિટલ હોય છે, તેના ઉપરી **સિવિલસર્જન** છે. એમના હાથ નીચે આસિસ્ટંટ સર્જન અને હૉસ્પિટલમાં આસિસ્ટંટો રાખેલા હોય છે. સુરતમાં બે, રાંદેર, ઓરપાડ, માંડવી, બારડોલી, કાલીઆવાડી, ચીખલી, બેરગામ, વલસાડ ને પારડીમાં એક હૉસ્પિટલ છે.

(૬) **કેળવણીખાતું**:—જિલ્લાની પ્રજાની કેળવણી પર દેખરેખ રાખવાનું કમ કરે છે. જિલ્લામાં કેળવણી ખાતાના મુખ્ય અમલદાર **ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર** હોય છે. એમના તાબામાં દરેક તાલુકામાં આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હોય છે. એ સઘળાઓ નિશાળોની પરીક્ષા લે છે, અને દેખરેખ રાખે છે.

(૭) **પોસ્ટખાતું**:—સરકારી તથા ખાનગી કાગળો; પારસલો; રજીસ્ટરો; રૂપીઆ વગેરે લાવવા લઈ જવાનું કામ છે. દરેક મોટા ગામોમાં પોસ્ટ ઓફિસો હોય છે. જિલ્લાના મુખ્ય શાહેરમાં મોટી પોસ્ટઓફિસ હોય છે. તેના ઉપરી હેડ **પોસ્ટ માસ્તર** કહેવાય છે.

(૮) **આબકારીખાતું**:—કરી ચીજો સરકારની પરવાનગી વગર રોપનાર અથવા વેચનારને પકડી શિક્ષાને માટે માજિસ્ટ્રેટ આગળ રજુ કરવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર **આબકારી ઈન્સ્પેક્ટર** છે.

(૯) **કસ્ટમખાતું**:—જળમાર્ગે આવતી ચીજો પર જગાત લેવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર **કસ્ટમ કલેકટર** છે

(૧૦) **જંગલખાતું**:—જંગલો પર દેખરેખ રાખવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર **ફોરેસ્ટ ઓફીસર** છે.

(૧૧) **મ્યુનિસિપાલખાતું**:—શહેર તથા કસ્બાઓને સાફ રાખવાનું; પાણી પુરૂં પાડવાનું; પ્રાથમિક કેળવણી આપવાનું; સડકો પર પાણી છાંટવાનું અને રાતે દીવા કરવાનું વગેરે કામ કરે છે. એના ઉપરી પ્રેસિડંટ છે. તેમને મદદ કરવાને કૌંસીલરો, મ્યુનિસિપલ ચીફઓફિસર, સેક્રેટરી વગેરે હોય છે. સુરત રાંદેર, માંડવી ને વલસાડમાં મ્યુનિસિપાલિટિ છે.

ઉપર સિવાય જિલ્લામાં તાર ખાતું, રેલ્વે ખાતું, મીઠા ખાતું; સર્વે ખાતું, વગેરે ખાતાં હોય છે. અને એ દરેક ખાતાના ઉપરી અમલદારો જુદા જુદા હોય છે.

(૩૫) **રાજકીય વિભાગો**:—સુરત જિલ્લાના આઠ તાલુકા પાડેલા છે. તેના નામ નીચે પ્રમાણે છે:—

**(૧) ચોર્યાસી. (૨) ઓરપાડ. (૩) માંડવી. (૪) બારડોલી (૫) જલાલપોર. (૬) ચીખલી. (૭) વલસાડ. (૮) પારડી.**

## (૧) *ચોર્યાસી તાલુકો.

આ તાલુકામાં ચોર્યાસી ગામ હતાં તેથી એ નામ પડયું છે.

**સીમા**:—**ઉત્તરે**-ઓરપાડ તાલુકો ને તાપી નદી; **પૂર્વે**-ગાયકવાડનું રાજ્ય; **દક્ષિણે**:—ગાયકવાડનું રાજ્ય ને મિંઢોળા નદી; **પશ્ચિમે**-અરબી સમુદ્ર તથા ઓરપાડ તાલુકો છે.

---

* વિશેષ હકીકત **સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાના "ભૂગોળ શિક્ષક"** જેની કિંમત ત્રણ આના છે, તેમાં જુઓ.

**નદીઃ**—તાપી ને મિંઢોળા. × **વસ્તી**—૧,૭૫,૧૧૪ માણુસની છે. સુરત શહેરની વસ્તી બાદ કરતાં તાલુકાની વસ્તી ૫૦,૦૦૦ માણુસની છે.

**મુખ્ય ગામોઃ**—× **સુરત** (૧,૧૯,૨૯૯) તાપી નદીના ડાબા કાંઠા પર જિલ્લાનું મુખ્ય શહેર ને બંદર છે. બરફી, પાપડી, જમણુ કીનખાબ, જરીકામ, હાથીદાંત ને સુખડના કોતરકામને માટે પ્રખ્યાત છે. **રાંદેર**–(૧૦,૫૦૦) તાપી નદીના જમણા કાંઠા પર કસ્બો છે. એમાં સુન્ની વહોરાની વસ્તી વધારે છે. **કતારગામ**–કંતારેશ્વર મહાદેવના દહેરાને માટે તથા પાપડી માટે પ્રખ્યાત છે. **ભાઠા, કુંભારીઆ. ઉમરા**—એમાં રામનાથ ઘેલાની જાત્રા ભરાય છે. **અમરોલી**—પહેલ વહેલી રેલવે અહીં સુધી થઇ હતી. **કોસાડ. વરાછા**—અહીં પાણીની ટાંકી છે. અહીં સુખડના ઝાડ થાય છે. **ફુલપાડા**–એ જાત્રાનું સ્થળ છે, અહીં હિંદુ લોકો મુડદાં દાટે છે તથા બાળે છે. **ભીમપોર ને ડુમસ**–એ સચીનના નવાબના તાબામાં છે. એ બે હવા ખાવાનાં ઠેકાણાં છે. **સચીન**–એ નવાબ સાહેબની રાજધાનીનું મથક અને સ્ટેશન છે.

**સ્ટેશન**–ઉતરાણ, સુરત, ઉધના ને સચીન. [**પેદાશ**–રૂ ને જુવાર.

**જાત્રાનાં ઠેકાણાં**–કતારગામ, ઉમરા, અશ્વિનીકુમાર. ભીમપોર.

**હવા ખાવાના ઠેકાણાં**—ડુમસ, ભીમપોર.

**વિશેષ હકીકત**—આ તાલુકો બધા કરતાં નાનો છે. આ તાલુકાની દક્ષિણમાં ગાયકવાડી રાજ્યમાં (મરોલી સ્ટેશન છે.

---

× વસ્તીના આંકડા ગોખાવવાના નથી. પોતાના તાલુકા કરતાં વસ્તી વધારે છે કે ઓછી તે જાણવા માટે છે,

+ વિશેષ હકીકત સુરત શહેરના ભૂગોળ શિક્ષકમાં જુઓ.

## (૨) ઓરપાડ તાલુકો.

**સીમા**—ઉત્તરે—કીમ નદી; **દક્ષિણે**—તાપી નદી ને ચોર્યાસી તાલુકો; **પૂર્વે**—ગાયકવાડનું રાજ્ય; **પશ્ચિમે**—ખંભાતનો અખાત છે.

**નદી**—કીમ ને તાપી. **ખાડી**—સેના ને તેના.

**વસ્તી**—૫૪,૪૪૦ માણસની છે.

**મુખ્ય ગામો**—**ઓરપાડ**-સેના ખાડી પર તાલુકાનું મુખ્ય ગામ છે. રાંદેરથી ઓરપાડ સુધી પાકી સડક છે. **કુડસદ. ભગવા ને દાંડી**—એ બે બંદરો છે. **સુંહાલી**—સુરતથી પશ્ચિમે બાર માઇલ પર બંદર છે. અહીં અંગ્રેજ; વલંદા ને ફ્રેંચના વહાણો લંગારાતા હતા. **સરસ**—એમાં સિદ્ધનાથ મહાદેવની અને **મોરા**—એમાં કુવાની જાત્રા ભરાય છે. **હજીરો**—એ હવા ખાવાનું સ્થળ છે. અહીં દીવાદાંડી છે. ગામનું નામ ઢઉ છે. **કીમ ને સાયણ**—એમાં કપાસ લોઢવાનાં જીનો છે.

**સ્ટેશન**—કીમ ને સાયણ. | **પેદાશ**—ઘઉં, જુવાર ને કપાસ.

**હવા ખાવાનું ઠેકાણું**—હજીરો.

**જાત્રાનાં ઠેકાણાં**—સ્યાદલા, સરસ ને મોરા.

**બંદરો**—ભગવા, દાંડી, સુંહાલી.

**વિશેષ હકીકત**—આ તાલુકો બધા તાલુકા કરતાં મોટો છે. કાળી જમીન હોવા છતાં વરસાદ ઓછો પડે છે, તેથી ડાંગરનો પાક થતો નથી, અને ઘઉં તથા કપાસનો પાક થાય છે.

---

## (૩) માંડવી તાલુકો.

આ તાલુકાના ૭ ટપ્પા એટલે ભાગ કર્યા છે. માંડવી, બહુધાન, પાતલ, દેવગઢ, દઢવાડા, હવેલી અને બારગામ.

**સીમા**-ઉત્તરે-ગાયકવાડનું રાજ્ય; **દક્ષિણે**-તાપી નદી ને બારડોલી તાલુકો; **પૂર્વે**-રાજપીપળા સંસ્થાન; **પશ્ચિમે**-ગાયકવાડનું રાજ્ય છે.

**નદી**—તાપી અને એને મળનારી વ્રેહ. [**વસ્તી**—૫૧,૩૬૦ માણસની છે. **જાત્રાનું ઠેકાણું**—બહુધાન.

**મુખ્ય ગામો—માંડવી**-તાપી નદી પર તાલુકાનું મુખ્ય ગામ છે. એમાં મ્યુનિસિપાલિટિ ને હોસ્પિટલ છે. ***બહુધાન**—તાપી નદી પર જાત્રાનું સ્થળ છે. અહીં બાર વરસે જાત્રા ભરાય છે. **ઘંટોલી ને તડકેશ્વર.**

**પેદાશ**—કોદરા, ડાંગર, જુવાર, રૂ ને દીવેલી.

**વિશેષ હકીકત**—માંડવી, ચીખલી, વલસાડ ને પારડીમાં ચોધરા ને નાયકાની વસ્તી છે. તેથી એ લોકો કોદરા ને નાગલી પકવે છે. જંગલને લીધે આ તાલુકાનાં હવા પાણી ખરાબ છે.

વરેલી ગામ આગળ તાપીને વ્રેહ નદી મળે છે. દેવગઢ તથા પાતલમાં ડુંગરો આવેલા છે, અહીંના જંગલમાં વાઘ ને રીંછ થાય છે. ચોમાસામાં અશ્વિનીકુમારથી બહુધાન સુધી નાની આગબોટ ફરે છે. નદી માર્ગે સુરત વાંસ જાય છે.

## (૪) બારડોલી તાલુકો.

**સીમા—ઉત્તરે**—તાપી નદી ને માંડવી તાલુકો; **પૂર્વે**-ગાયકવાડનું રાજ્ય; **દક્ષિણે**-પૂર્ણા નદી, તે ગાયકવાડનું રાજ્ય છે ને જલાલપોર તાલુકો; **પશ્ચિમે**-ગાયકવાડનું રાજ્ય છે. [**વસ્તી**—૬૧,૨૯૨.

**નદીઓ**—તાપી, મિંઢોળા, પૂર્ણા ને એને મળનારી જાંખરી.

**મુખ્ય ગામો—બારડોલી**-મિંઢોળા નદી પર તાલુકાનું મુખ્ય ગામ છે. કડોદ-તાપી નદી પર છે; એમાં ઈમારતી લાકડાનો વેપાર

* બહુધાન્ય ઉપરથી એ નામ પડયું.

ચાલે છે. **સરભોણ. વાલોડ**–જાંખરી નદી પર પેટામહાલ છે, એમાં × મહાલકારી રહે છે. **મોતા, વરાડ. બુહારી**–પૂર્ણા નદી પર **દેગામ. વાંકાનેર**–એમાં ભાત સારૂં પાકે છે. **કસવાવ.**

**ટાપ્ટી વ્હેલી રેલવેનાં સ્ટેશન**—બારડોલી, ટીંબરવા, ને મઢી; નીઓળ, ચલથાણ, ગંગાધરા સ્ટેશનો ગાયકવાડી રાજ્યમાં છે.

**પેદાશ**—ડાંગર, જુવાર, કપાસ ને શેરડી.

**વિશેષ હકીકત**—મોતા આગળ સો ફુટ ઉંચો ડુંગર છે.

—×××××—

## (૫) જલાલપોર તાલુકો.

આ તાલુકો પૂર્ણા અને અંબિકા નદીની વચ્ચે આવેલો છે.

**સીમા**—**ઉત્તરે**–પૂર્ણા નદી, ગાયકવાડનું રાજ્ય ને બારડોલી તાલુકો; **પૂર્વે**-ગાયકવાડનું રાજ્ય; **દક્ષિણે**–અંબિકા નદી ને ગણદેવી પરગણું; **પશ્ચિમે**–અરબી સમુદ્ર છે.

**નદી**—પૂર્ણા અને અંબિકા, એ બંને અરબી સમુદ્રને મળે છે.

**ખાડી**—કનાઈ ને પરીઆ. **વસ્તી**—૮૦,૦૦૦ માણસની છે.

**મુખ્ય ગામો**—**જલાલપોર**-પૂર્ણા નદી પર તાલુકાનું મુખ્ય ગામ છે. એની પૂર્વમાં ૦॥ માઇલ પર ગાયકવાડનો **નવસારી** કસ્બો છે, ત્યાંનો ગોળ વખણાય છે. **મટવાડ. કાલીઆવાડી**–એમાં હોસ્પિટલ છે. **અબ્રામા, અમલસાડ, કછોલી, આટ, ખરસડ, અંટગામ, પનાર. સીસોદરા** એમાં કપાસ લોઢવાનો સંચો છે.

**સ્ટેશન**—નવસારી, વેડછા ને અમલસાડ.

**પેદાશ**—જુવાર, ડાંગર, રૂ, તલ, શેરડી, પીપર, અનનાસ, ફણસ ને કેરી.

× મામલતદારથી ઉતરતો અમલદાર.

**વિશેષ હકીકત**—અમલસાડની આજુબાજુના ગામની જમીન આખા ગુજરાતમાં સૌથી વધારે રસાળ છે. આ તાલુકાની જમીન ઘણી રસાળ છે, તેથી આ તાલુકામાં વલસાડ તાલુકા સિવાય બીજા તાલુકા કરતાં વસ્તી વધારે છે, તથા મોટાં ગામો ઘણાં છે. આ તાલુકામાં કેરી, અનનાસ, ફણસ, કેળાં ને પીપર સારાં થાય છે.

આ તાલુકાની દક્ષિણે અને ચીખલી તાલુકાની પશ્ચિમે ગાયકવાડી ગણદેવી પરગણું આવેલું છે, ત્યાંનો ગોળ વખણાય છે. બીલીમોરા જંકશન અને ગણદેવી સ્ટેશન છે. વાસણ, કોથા ને વેડછા સચીનના નવાબ સાહેબને તાબે છે. હવાખાવાનું ઠેકાણું દાંડી છે.

## (૬) ચીખલી તાલુકો.

**સીમા**—ઉત્તરે-અંબિકા નદી ને ગણદેવી પરગણું; **પૂર્વે**-વાંસદાનું રાજ્ય; **દક્ષિણે**-ધરમપુરનું રાજ્ય; **પશ્ચિમે**-ગણદેવી પરગણું ને વલસાડ તાલુકો છે.

**નદી**—અંબિકા અને એને મળનારી કાવેરી તથા ખરેરા.

**વસ્તી**—૬૩,૨૮૧ માણસની છે.

**મુખ્ય ગામો**—**ચીખલી**-કાવેરી નદી પર તાલુકાનું મુખ્ય ગામ છે. **દેગામ. ખેરગામ**-એમાં હૉસ્પિટલ છે. **આલીપોર ને ગણદેવી.**

**કાલા આંબા રેલવેનાં સ્ટેશન**—ચીખલી ને રાનકુવા.

**પેદાશ**—ડાંગર, કોદરા, દીવેલી ને શેરડી.

**વિશેષ હકીકત**—આ તાલુકાની પૂર્વ તરફ ગાયકવાડ, વાંસદા ને ધરમપુરના રાજ્યોની હદ મળે છે, ત્યાં આગળ વાંસદાની ઉત્તરે ૬ માઇલ પર અંબિકા નદીપર દેવકી ઉનાઇનો ઉના પાણીનો કુંડ છે અહીં દર વરસે ચૈત્ર સુદ પુનેમે જાત્રા ભરાય છે. ઉનાઈ સ્ટેશન છે.

## (૭) વલસાડ તાલુકો.

આ તાલુકો અંબિકા ને પાર નદીની વચ્ચે આવેલો છે.

**સીમા**– ઉત્તરે–અંબિકા નદી ને ગણદેવી પરગણું; **પૂર્વે**–ચીખલી તાલુકો ને ધરમપુરનું રાજ્ય; **દક્ષિણે**–પાર નદી; **પશ્ચિમે**–અરબી સમુદ્ર.

**ડુંગરો**—ડુંગરી ને પારનેરા. પારનેરા પર માતાનું દહેરૂં છે.

**નદી**—અંબિકા, કાવેરી, ખરેરા, ઔરંગા ને પાર.

**વસ્તી**—૯૭,૦૭૪ માણસની છે.

**મુખ્ય ગામો**—**વલસાડ**–કાવેરી નદી પર તાલુકાનું મુખ્ય ગામ તથા બંદર છે. આ બંદરેથી ઈમારતી ને બાવળના લાકડાં, અનાજ, ગોળ, ને ઈંટ બહારગામ જાય છે. **છરવાડા**—એમાં મીઠું પકવે છે. **ભદેલી, માલવેણ**, ઉંડાચ, **બીગરી. કોસંબા**–એમાં દીવાદાંડી છે. **હરીઆ.**

**સ્ટેશન**—ડુંગરી ને વલસાડ.

**પેદાશ**—ડાંગર, કોદરા, દીવેલી, નાગલી, ચણા, વાલ, કેરી ને કેળાં.

**વિશેષ હકીકતઃ**—વલસાડની પશ્ચિમમાં બે માઈલ પર તીથલ હવાખાવાનું સ્થળ છે. ડુંગરી સ્ટેશનથી પશ્ચિમમાં એક ગાઉ ઉપર ધરાસણામાં મીઠું પકવે છે. આ તાલુકામાં પાલણ નામનું મોટું તળાવ છે, તેમાં કમળનાં ફૂલ, પોયણી, ને શીંગોડાં પુષ્કળ થાય છે. અંબિકા અને ઔરંગા નદીના કાંઠા પરની જમીન વધારે રસાળ છે.

—****—

## (૮) પારડી તાલુકો.

આ તાલુકો સુરત જિલ્લામાં સૌથી દક્ષિણમાં પાર ને દમણગંગા નદીની વચ્ચે આવેલો છે.

**સીમા**—**ઉત્તરે**-પાર નદી; **પૂર્વે**-ધરમપુરનું રાજ્ય; **દક્ષિણે**-દમણગંગા નદી; **પશ્ચિમે**-અરબી સમુદ્ર છે.

**નદી**—પાર, કોલક, ને દમણગંગા. એ ત્રણે અરબી સમુદ્રને મળે છે. કોલક નદીનાં માછલાં વખણાય છે.

**ખાડીઃ**—કોથલ. એ પાર ને કોલક નદીની વચ્ચે આવેલી છે.

**વસ્તીઃ**—૬૬,૨૨૭ માણસની વસ્તી છે.

**મુખ્ય ગામોઃ**—**પારડી**-પાર નદી પર તાલુકાનું મુખ્ય ગામ છે. **બગવાડા**-કોલક નદી પર છે. અહીં કિલ્લો છે. **કુંતા**-એમાં દર વરસે કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. **ઉદવાડા**-પારસીઓનું જાત્રાનું ઠેકાણું છે. **કોલક**-કોલક નદીપર બંદર છે. એના માછલાં વખણાય છે **ઉમરસાડી**-પાર નદી પર બંદર છે. (દમણમાં ફીરંગીનું રાજ છે.)

**સ્ટેશનઃ**—પારડી, ઉદવાડા ને દમણ.

**જાત્રાનાં ઠેકાણાંઃ**—કુંતા ને ઉદવાડા.

**પેદાશઃ**—ડાંગર કોદરા દીવેલી, શેરડી, નાગલી, ચણા ને વાલ.

—+++++—

## (૩૬) સુરત એજાન્સ.

સુરત જિલ્લાની પાસે આવેલાં સચીન, વાંસદા, ધરમપુર અને ડાંગનું રાજ્ય સુરત એજન્સિને નામે ઓળખાય છે. સુરત જિલ્લાના કલેકટર આ ચારે રાજ્યોના પોલિટિકલ એજંટ છે. આ એજન્સિનો વિસ્તાર સુરત જિલ્લા જેટલો છે. પણ વસ્તી સુરત જિલ્લાથી ત્રીજે ભાગે એટલે ૨,૮૦,૦૦૦ માણસની છે. વાંસદા, ધરમપુર અને ડાંગના મુલકો જંગલથી ભરપુર છે. સચીન સંસ્થાનની જમીન સપાટ ને સરળ છે.

—:*××*:—

## (૧) સચીનનું રાજ્ય.

આ રાજ્યનાં ગામો ચોર્યાસી તથા જલાલપોર તાલુકામાં છુટક છુટક આવેલાં છે. સચીનના નવાબ જંજીરાના નવાબના વંશના છે. વિસ્તાર ૬૨ ચોરસ માઇલ છે. ને વસ્તી ૨૧,૦૦૦ માણુસની છે.

**મુખ્ય ગામો:—સચીન**-એમાં નવાબ સાહેબનો મહેલ તથા તેમની કચેરી છે. એ રેલવે સ્ટેશન છે. **ભીમપોર** ને **ડુમસ** દરીઆ કિનારા પર હવા ખાવાનાં ઠેકાણાં છે. એમાં માછી ને ખારવાની વસ્તી છે. **લાછરસ**-એમાં મહેલ છે. **પેદાશ**-જુવાર, કપાસ, ડાંગર ને શેરડી.

## (૨) વાંસદાનું રાજ્ય.

ચીખલી તાલુકાની પૂર્વમાં આવેલું છે. વિસ્તાર ૨૪૦ ચોરસ માઇલ છે. વસ્તી ૪૪ હજાર માણસની છે.

**સીમા—ઉત્તરે**—ગાયકવાડી રાજ્ય ને અંબિકા નદી; **પૂર્વે**—ગાયકવાડનું રાજ્ય ને ડાંગનું ગજ્ય; **દક્ષિણે**-ધરમપુરનુ રાજ્ય ને નાશક જિલ્લો; **પશ્ચિમે**-ચીખલી તાલુકો છે.

**નદી:**—અંબિકા ને એને મળનારી કાવેરી.

**મુખ્ય ગામો:—વાંસદા**-(૫,૦૦૦) બીલીમોરાથી પૂર્વે ૨૯ માઇલ પર રાજધાનીનું મથક છે. વાંસદાના રાજા સોલંકી રજપુત છે. **બીનાર** ને **કાંબળા** એ મોટાં ગામ છે.

**પેદાશ:**—નાગલી, કોદરા, મહુડા, ખજુરાં, ઈમારતી લાકડાં ને સીસમ.

—:*÷*:—

## (૩) ધરમપુરનું રાજ્ય.

આ રાજ્ય વાંસદાના રાજ્યની દક્ષિણે આવેલું છે. વિસ્તાર ૭૦૪ ચોરસ માઇલ છે, વસ્તી એક લાખ માણુસની છે. કાળીપરજની વસ્તી વધારે છે. ડુંગરો ને જંગલો ઘણાં છે, તેથી હવા ખરાબ છે.

**સીમાઃ—ઉત્તરે-ચીખલી** તાલુકો ને વાંસદાનું રાજ્ય; **પૂર્વે-** પેંઠ ને સુરગણાનો મુલક; **દક્ષિણે**-પેંઠ, દમણ ને થાણા; **પશ્ચિમે**-વલસાડ ને પારડી તાલુકો છે.

**નદીઃ**—અંબિકા, ઔરંગા, વાંકી, પાર, કોલક ને દમણગંગા.

**મુખ્ય ગામો—ધરમપુર (રામનગર)**-વલસાડથી પૂર્વે ૧૦ માઇલ પર રાજધાનીનું મથક છે. ધરમપુરના રાણા સીસોદીઆ રજપુત છે. **રૂથલા, આછાવણી** ને **ગોડથળ** મોટાં ગામ છે.

**પેદાશઃ**—ભાત, નાગલી, ને ઇમારતી લાકડું.

—:*++*:—

## (૪) ડાંગનું રાજ્ય.

એ સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલું છે. વિસ્તાર ૬૬૦ ચોરસ માઇલ છે, પણ વસ્તી સચીનના રાજ્યથી પોણી એટલે પંદર હજાર માણસની છે, ભીલની વસ્તી વધારે છે એના પર ભીલ સરદારોનો અમલ છે, એમાં પર્વતો અને ખીણો છે, ને તેમાં ઘણે ઠેકાણે ઘાડાં જંગલો છે.

**મુખ્ય ગામઃ—ડાંગ**-એ રાજધાનીનું મથક છે.

**પેદાશઃ**—જુવાર, બાજરી, બટાકા, ઘઉં ને સાગ.



## પુનરાવર્તનના પરીક્ષક પ્રશ્નો.

૧. સુરત જિલ્લામાં આવેલાં બંદરો ગણાવો.
૨. સુરત જિલ્લામાં મોટામાં મોટો અને નાનામાં નાનો કયો તાલુકો છે ?
૩. જિલ્લામાં આવેલાં જાત્રાનાં ઠેકાણાં કહો.
૪. સુરત જિલ્લામાં જ્યારે રેલ્વે નહોતી ત્યારે વેપાર શી રીતે ચાલતો હશે ?
૫. જાત્રાથી શો લાભ ?

૬. ગામની હવા શહેરના કરતાં સારી હોવાનાં કારણો ગણાવો.

૭. સુરત જિલ્લાની પાસે કઇ એજન્સિ આવેલી છે? એ એજન્સિમાં ક્યાં ક્યાં રાજ્યો આવેલાં છે? અને તેમાં સૌથી મોટું રાજ્ય કયું છે?

૮. સુરત જિલ્લામાં જંગલો ક્યાં ક્યાં છે? ને તેમાં શી પેદાશ થાય છે?

૯. સુરત જિલ્લાના લોકો શરીરે મજબુત નથી તેનુ કારણુ શું?

૧૦. સુરત જિલ્લાની મુખ્ય નદીઓ ગણાવો.

૧૧. નીચેની જગ્યાઓ શું છે? ક્યાં છે? શાને માટે પ્રખ્યાત છે? સુરત, ડુમસ, તીથલ, હજીરો, બહુધાન, બારડોલી, ખેરગામ, વલસાડ, ધરાસણા, ઉદવાડા, કડોદ. કુંતા, નવસારી.

૧૨. સુરત, બહુધાન, કોલક, દમણ, ચીખલી, ઓરપાડ, માંડવી, ઉનાઈ, કડોદ, વાલોડ, પારડી, એ કઈ નદી પર છે?

૧૩. તાપી, મિંઢોળા પૂર્ણા, અંબિકા, ઔરંગા, ને કીમ નદી પર આવેલાં ગામો ગણાવો.

૧૪. પૂર્વમાંથી પશ્ચિમમાં વહેનારી નદીઓ ગણાવો.

૧૫. તમે જે જિલ્લામાં રહો છો તેમાં કયા કયા તાલુકા છે? અને તે તાલુકાઓ તમારા તાલુકાથી કઇ દિશામાં છે?

૧૬. ઓરપાડ, માંડવી, બારડોલી, વાલોડ, જલાલપોર, નવસારી, બીલીમોરા, વલસાડ, વાંસદા, ઉનાઈ, ઉદવાડા, એ સુરતથી કઈ દિશામાં છે?

૧૭. પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું કયું અને તે ક્યાં આવ્યું

૧૮. સુરત જિલ્લાના ક્યા કયા તાલુકા દરીઆ કિનારે આવેલા છે?

૧૯. પારડી ને માંડવી તાલુકાની હવા સારી ન હોવાનું કારણુ શું?

૨૦. સુરતથી ઉદવાડા જતાં ક્યાં ક્યાં સ્ટેશનો અને જંક્શનો આવે તે અનુક્રમે ગણાવો.

૨૧. સુરત જિલ્લામાં કઈ કઇ રેલવે આવેલી છે ?
૨૨. સુરત જિલ્લાના કયા તાલુકામાં રેલવે નથી ? કયા કયા તાલુકામાં ડુંગરો છે ?
૨૩. ઉમરસાડી બંદરેથી વહાણમાં બેસી દાંડી જતાં વચમાં કઇ કઇ નદીઓના મુખ તથા બંદરો આવે ?
૨૪. તમે જે તાલુકામાં રહો છો તેમાં કયાં કયાં મોટાં ગામો, હવા ખાવાનાં ઠેકાણાં, જાત્રાનાં ઠેકાણાં, નદીઓ ને સ્ટેશન છે ?
૨૫. માંડવી ને વરીઆવ, એ બેમાં કયું ગામ ઉંચી જગા પર છે ? અને તે શા આધારે કહો છો.
૨૬. સુરત જિલ્લામાંથી કયા કયા ખનીજ પદાર્થ નીકળે છે ?
૨૭. સુરત જિલ્લામાં કયો કયો પાક સારો થાય છે ?
૨૮. સુરત કરતાં પારડીમાં વધારે વરસાદ પડવાનું કારણ શું ?
૨૯. કાળી જમીનમાં કયો કયો પાક સારો થાય છે ?
૩૦. સુરત જિલ્લાની નિકાસ તથા આવાત ગણાવો.
૩૧. સુરત જિલ્લામાં મુખ્ય કયાં કયાં ખાતાં છે ને તેના મુખ્ય અમલદાર કયા કયા ?
૩૨. રાંદેર, તડકેશ્વર, બીલીમોરા, ચીખલી, ઓરપાડ, હજીરા, વલસાડ, માંડવી, તીથલ, જલાલપોર, અમલસાડ, કડોદ, નવસારી એ નકશામાં બતાવો અને બારડોલીથી કેટલે અંતરે છે તે ભરીને કહો. (સૂચના–સ્કેલની સમજ આપ્યા પછી આ પ્રશ્ન પૂછવો.)
૩૩. સુરત જિલ્લાના દરેક તાલુકાના મોટાં મોટાં બબ્બે ગામ અને નદીઓ લખો.
૩૪. તાપી, મિંઢોળા, પૂર્ણા, અંબિકા, એ નદી કયા કયા તાલુકામાં આવી છે.

૩૫. ચીખલી તાલુકાની પૂર્વમાં કયું દેશી રાજ્ય છે? ધરમપુરની ઉત્તરમાં કયું દેશી રાજ્ય છે?

૩૬. સુરત જિલ્લાના કયા કયા તાલુકામાં મુસલમાની રાજ્ય છે?

૩૭. તમારા જિલ્લાના કલેક્ટર, પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, ડિસ્ટ્રિક્ટ જડજ, સિવિલ સર્જન, એક્ઝિક્યુટિવ ઈજનેર, ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનાં નામ કહો.

૩૮. નાગલી ને કોદરાનો પાક કયા કયા તાલુકામાં થાય છે અને તે ઉપરથી તમે શું અનુમાન કરો છો?

૩૯. સુરત જિલ્લામાં દીવાદાંડી ક્યાં ક્યાં છે?

૪૦. કતારગામ, પારનેરા, ગણદેવી, ચીખલી, કડોદ, સરસ, જલાલપોર, દાંડી, સચીન, વાલોડ શું છે? ક્યાં છે? શાને માટે પ્રખ્યાત છે?

૪૧. પારડી તાલુકો દરીઆ કિનારે હોવા છતાં હવા સારી નથી તેનું કારણ સમજાવો.

૪૨. સુરત જિલ્લામાં મ્યુનિસિપાલિટિ ક્યાં ક્યાં છે? હોસ્પિટાલો કેટલી છે અને તે કયા કયા ગામોમાં છે? મુન્સફની કચેરી ક્યાં ક્યાં છે?

૪૩. સુરત, વલસાડ ને બીલીમોરામાં વસ્તી વધારે હોવાનું કારણ શું?

૪૪. સુરતથી પાકી સડકને રસ્તે વાંસદા જવું હોય તો રસ્તામાં ક્યાં ક્યાં મોટાં ગામ આવે?

૪૫. કયા કયા તાલુકાની હવા તંદુરસ્ત છે?

૪૬. સુરત જિલ્લાના કલેક્ટર સાહેબને કયા કયા ઓદ્ધા છે?

૪૭. વલસાડ ને જલાલપોર તાલુકામાં વધારે વસ્તી હોવાનું કારણ શું?

૪૮. ઓરપાડ તાલુકામાં કાળી જમીન હોવા છતાં ડાંગર કેમ થતી નથી?

૪૯. નીચેની જગ્યાઓ નકશાના ખોખામાં પૂરો.

સુરત, ધરમપુર. જલાલપુર, રાંદેર, વાંસદા, નવસારી, સચીન, ઉનાઇ, બીલીમોરા. ડુમસ, ઉમરસાડી, અમલસાડ, ભીમપોર, કોલક, સીસોદરા, ઓરપાડ, ચીખલી, સુંહાલી, ઉદવાડા, ખેરગામ, હજીરા, કુંતા, વાલોડ, મોરા, કડોદ, સરસ, બારડોલી, તડકેશ્વર, બહુધાન, વલસાડ, તીથલ, મોતા.

૫૦. કાંઠાના લોકોનો મુખ્ય ધંધો કયો છે?

૫૧. કીમ સ્ટેશનથી આગગાડીમાં બેસી દમણ જતાં વચમાં કયા કયા સ્ટેશનો અને કઈ કઈ નદીઓ આવે તે અનુક્રમે ગણાવો.

૫૨. તમારા જિલ્લાના જે તાલુકામાં રેલવે નથી. તે તાલુકામાં જાત્રાનું સ્થળ કયું છે?

૫૩. ઓરપાડથી ઉમરસાડી જવું હોય તો કયે રસ્તે જશો?

૫૪. નકશામાં રેલવે ને પાકી સડક શી રીતે ઓળખાય?

૫૫. નકશામાં નીચેની જગાઓ બતાવો.

સુરત, વલસાડ, માંડવી, જલાલપોર, ચીખલી, ઉદવાડા, નવસારી, બહુધાન, ઓરપાડ, તડકેશ્વર, બીલીમોરા, ઉમરસાડી, સચીન, બારડોલી, કડોદ, અમલસાડ, તીથલ, હજીરા, કીમ, દમણ, કુંતા.

૫૬. દેવકી ઉનાઈના કુંડનું પાણી ઉનું શા કારણથી હશે?

૫૭. સુરત જિલ્લામાં કયાંની જમીન વધારે રસાળ છે?

૫૮. સુરત જિલ્લાના કયા કયા તાલુકામાં જુવાર થતી નથી?

૫૯. સુરત જિલ્લામાં મીઠું કયાં કયાં પકવવામાં આવે છે?

સમાપ્ત.